ગુજરાતી ૭૫33 [No. VI]

# લેખન કળા.

સ્કુલ ........................................

વિદ્યાર્થી ........................................

THE ART

OF

# VRITING GUJARATI GOOD HANDS

BEING

A graduated series of letters and figures of different sizes in six numbers.

CAN BE HAD FROM—ATMARAM ' VERNACULAR SCHOOL No. 1.



...SS. GIRGAUM FLAT ...

લંડન, તા. ૨૮ ..

..નજી કરાણી બુકસેલર – મુંબાઈ.

મીસીયર્સ જ્યાર્જ રૂટલેજના છોકરાએ.

| | | |
|---|---|---|
| એ.બે.ક. | | |
| ૨૦ નકલ સ્ટેન્ડર્ડ લાયબ્રેરી દર પૌં. ૦ – ૨ – ૬ | ૨ | ૧ |
| ૨૪ " લેમ્બ્સ ટેલ્સ " પૌં. ૦ – ૪ – ૦ | ૪ | ૧૬ |
| ૪૦ " સ્પેલિંગ બુક્સ " પૌં. ૦ – ૧ – ૩ | ૨ | ૧૦ |
| નક્કી પૌન્ડ. | ૯ | ૧૬ |
| ખર્ચ. | | |
| પેટી ૩૦ × ૨૦ | ૦ | ૧૦ |
| ..માં લઈ જવાનો ખર્ચ | ૦ | ૨ |
| ..નર | ૧ | ૫ |
| ..નો | ૦ | ૪ |
| કુલ પૌન્ડ. | ૦.. | |

મુંબાઈ, તા. ૨૫ મી જુલાઈ ૧૮૮૯.

શેઠ એદલજી આદરજી અંકલેશ્વરીઆ પાસેથી અમોને રૂ ૧૦૧) અંકે એક-સો એક અમારા લેણાને પેટે મળ્યા છે તેની આ પોહોંચ લખી આપી છે.

રૂ ૧૦૧




(સહી) દાદાભાઈ દીનશાજી દાવર.





મુંબાઈ, તા. ૫મી એપ્રિલ ૧૮૯૦.

રૂ ૭૫-૧૨-૦

આજની તારીખથી ચાર મહીને મી. જેમ્સ હેરીન્ગટનને અથવા તે જેને અપાવે તેને રૂ ૭૫-૧૨-૦ જેનો મને અવેજ મળેલો છે તે રકમ આપવાને હું બંધાઉં છું.




(સહી) જેમ્સ જેફ્રીસ.



મુંબાઈ,તા.૨૫મી માર્ચ ૧૮૮૮.

મી.પીરોજશા પેસ્તનજી પટેલનો મી. કૉટન કંપની સાથેનો હિસાબ.

| જમે. | | | | | ઉધાર. | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| જ ૧૮૯૦ | | પૌં. | શિ. | પે. | ઉ ૧૮૯૦ | | પૌં. | શિ. | પે. |
| ૨૫ જૂન | સીલક | ૨૩ | ૭ | ૫ | ૨૫ જૂન | કરકસરના | ૦ | ૬ | ૪ |
| ૪ જુલાઈ | માલ | ૧૮ | ૧૫ | ૪ | ૪ જુલાઈ | માલપાછોઆવ્યો | ૨ | ૧૨ | ૦ |
| ૫ આગસ્ટ | માલ | ૨૫ | ૦ | ૦ | ૧ આગસ્ટ | રોકડા | ૫૦ | ૦ | ૦ |
| ૩ અકટોબર | માલ | ૨૦ | ૧૦ | ૦ | ૬ અકટોબર | ચેક | ૧૦ | ૦ | ૦ |
| ૫ નવેંબર | માલ | ૫ | ૨ | ૦ | ૫ નવેંબર | રોકડા | ૨૦ | ૮ | ૪ |
| ૮ ડીસેંબર | માલ | ૨૫ | ૯ | ૦ | ૨૫ ,, | ચેક | ૫૦ | ૪ | ૬ |
| ૧૫ ,, | માલ | ૫૦ | ૨ | ૬ | ૨૦ ડીસેંબર | ચેક | ૧૦ | ૦ | ૦ |
| ૨૪ ,, | માબ | ૨૦ | ૮ | ૦ | | સીલક | ૪૫ | ૩ | ૧ |
| | | ૧૮૮ | ૧૪ | ૩ | | | ૧૮૮ | ૧૪ | ૩ |

સીલક ખેંચી બાકી કાઢી ૨ ૪૫-૩-૧.




સ્વસ્તિશ્રી સુરત બંદર મહાશુભસ્થાને પૂજ્યારાધે શ્રી પાંચ શા. અમથાચંદ પુંજાલાલ. જોગ શ્રી મુંબાઈ બંદરથી લા. શા. વખતચંદ હીરાચંદના જેગોપાળ વાંચજો. જત અત્રેથી રાખ્યા પા. બેચરદાસ ઝવેરીલાલ પાસેથી રૂપીઆ ૧૦૦૦) અંકે રૂપીઆ એક હજાર પાંચસોથી બમણા પુરા રોકડા લીધા છે તેની મુદ્દત હુંડી પોહોંચ્યાપછી દિન ૪ ની નામે શા વેપારી જોગ રૂપીઆ હુંડીના ગ્રથ ઠામ ઠેકાણું ચોકસ કરી આપજો. નિશાની એ જે કાગળ મધ્યે લખીશું. સંવત ૧૯૪૬ના ફાગણ વદ ૧ ને શુક્રવાર. લી. મોતીરામ જીવણરામના જેગોપાળ વાંચજો.

સહી વખતચંદ હીરાચંદ.

૧૦૦૦




લંડન, તા. ૧૩મી માર્ચ ૧૮૯૦

પૌન્ડ ૨૦૦૦

આ દેખાડ્યા પછી દિવસ ચાર પછી મુંબાઈમાં લન્ડન ન્યૅઈન્ટ સ્ટૉક બેન્કને અથવા તે જેને આપવા કહે તેને આ પૌન્ડ ૨૦૦૦ પુરા રોકડા ચુકતે આપજો. અને કાગળમાં લખ્યા પ્રમાણે અત્રેની પેઢીને ખાતે ઉધારજો.

(સહી) જેમ્સ થૉમસનની કંપની.



મુંબાઈ, તા. ૨૫ મી માર્ચ ૧૮૯૦.

પ્યારા સાહેબ અમરસિંગ પિલાજી સુબેદાર,

ચાલતા માસની તારીખ ૩૧ મીને દિવસે અમારે કેટલાંક ભારે બીલ ચુકવવાનાં છે તેથી તમો તમારો છેલ્લો હિસાબ મેહેરબાની કરીને તે તારીખ પહેલાં નક્કી કરશો તો મોટો આભાર થશે.

હું છું સાહેબ,

તમારો તાબેદાર સેવક,

પરશોતમદાસ ખીમજી.

મુંબાઈ, તા. ૨૮ મી માર્ચ ૧૮૯૦.

શેઠ સાહેબ પરશોતમદાસ ખીમજી,

આપના ઉપર લંડન નેશનલ બેન્કનો એક ચેક રૂ ૨૭-૫-૬ નો મારા છેલ્લા હિસાબને પેટે મોકલ્યો છે. તે આપને પોહોંચેથી બનતી સગવડે તેનો જલદી જવાબ લખશો.

હું છું સાહેબ,

તમારો તાબેદાર સેવક,

અમરસિંગ પિલાજી સુબેદાર.

કલકત્તા, તા. ૧લી ડીસેંબર ૧૮૮૭.

પ્યારા સાહેબ - નસરવાનજી નવરોજજી નરીમાન,

મારી ઑફિસમાં એક જુનિયર કલાર્ક ચાલતા મહિનાની ૨૫મી તારીખે તેને બીજી સારી નોકરી મળવાથી મારી ઑફિસ છોડી જનાર છે. તેથી મને અનુકૂળ આવે તેવો એક વિશ્વાસુ માણસ જો તમારી જાણમાં હોય તો તેની પાસે જલદી અરજી કરાવી મારા તરફ મોકલશો તો હું આપનો મોટો આભારી થઈશ.

હું છું સાહેબ તમારો વિશ્વાસુ,

ચાર્લ્સ ફીલ્ડ.

કલકત્તા, કેમ્પ સ્ટ્રીટ,

તા. ૨૨મી નવેમ્બર ૧૮૮૭.

ચાર્લ્સ ફીલ્ડ એસ્ક્વાયર,

કલકત્તા.

સાહેબ,

મને મી॰ નસરવાનજી નવરોજજી નરીમાન તરફથી ખબર મળી છે કે સાહેબને જુનિયર ક્લાર્કની જરૂર છે. તો હું તે જગાને વાસ્તે ઉમેદવાર છું તેથી અરજ ગુજારૂં છું કે—

મેં સાતમું ધોરણ પસાર કરીને હમણાંજ સ્કૂલ છોડી છે અને મારી ચાલચલગત અને કાબેલીયત બાબેનાં સારાં સર્ટિફિકેટ જો સાહેબ માગશો તો હું તમારી હજુર રજુ કરીશ.

હું છું સાહેબ, તમારો તાબેદાર,

ગંગાદાસ વિઠ્ઠલદાસ શેઠ.

મુંબાઈ, તા. ૧૨મી માર્ચ ૧૮૯૦.

મારા પ્યારા જમશેદ બખ્તીઆરજી મુસ.

આવતે બુધવારે તમારી સ્કૂલમાં અર્ધા દિવસની રજા છે તે વખતે જો તમો સાંજના અ-મારે ત્યાં આવશો અને સાંજનો વખત અમારી સાથે ગુજારશો તો અમે ખુશ થઈશું. કારણ કે મારો ભાઈ રૂસ્તમ છેલ્લા અઠવાડીઆમાંજ ઈંગ્લાંડથી આવ્યો છે અને તેણે તે દેશાથી જે નવાઈની ચીજો આણી છે તે જોઈને તમો ઘણા ખુશ થશો એવી મારી ખાત્રી છે.

તમારો નીમકહલાલ દોસ્ત,

કેકોબાદ બામજી દારૂવાલા.

મુંબાઈ, તા. ૧૩ મી માર્ચ ૧૮૯૦.

મારા પ્યારા કેકોબાદ બામજી દારૂવાલા,

આવતા બુધવારનો અર્ધો દિવસ તમારી સોબતમાં ગાળવાના તમારા માયાળુ તેડાને વાસ્તે હું તમારો ઘણો આભારી છું. પણ લખવાને દિલગીર છું કે તે દિવસે રૂમીની સાથે કોલાબે જવાને બંધાયલો છું તેથી તમારૂં માયાળુ તેડું કબુલ રાખી શકતો નથી. પણ જો તેપછીના શનિવારે તમને સગવડ હોય તો હું ઘણી ખુશી સાથે તમારે ત્યાં આવીશ.

હું છું તમારો વિશ્વાસુ,

જમશેદજી બખ્તીઆરજી મુસ.

સને ૧૮૯૦ તારીખ ૨૦ મી માર્ચ ને વાર ગુરૂવાર મુંબાઈના રેહેનાર પોહો-
ચાજી સોરાબજી મેહેતા. જોગ લી. પેસ્તનજી એદલજી ભરૂચા જત રૂ ૫૦) અંકે
પચાસ પુરા રોકડા દેવા દેશ પરદેશ દેવા જ્યારે ધણી માગે ત્યારે દેવા. એનું વ્યા-
જ માસ એક ૧) ના ટકા ૦ાા (પોણા) લેખે ચડે તે ભરી પુરી આપીએ સહી. એ-
માં કશો વાંધો નહીં. આ ચિઠ્ઠી અમોએ અમારી અકલ હુશીઆરીથી લખી આ-
પી છે. તે બાપના બોલ સાથે પાળીએ સહી.

અત્ર સહી તત્ર સાખ

પેસ્તનજી એદલજી ભરૂચા. ૧ જગજીવન આણંદજી

ધણી બે હજુર સાખ.

મુંબાઈ, તા. ૪થી ફેબ્રુઆરી ૧૯૯૦.

રાજમાન્ય રાજશ્રી પ્યારા સાહેબ જેઠમલાલ મુકરજી મુનશી

સુરત.

વિનંતી જે અહીં સર્વે ખુશ છે. આપના તરફથી સારા સમાચાર જાણવા ઈન્તેજાર છું. હાલમાં આપના લખ્યા પ્રમાણે સામાન મોકલવા બની શકે તેમ નથી. કારણ હું ઘણા અગત્યના કામમાં રોકાઈ ગયો છું. માટે થોડા દિવસ પછી રવાના કરીશ.

લાં. સેવક,

આત્મારામ કુબેરદાસની

સલામ માન્ય કરશો.

સને ૧૮૭૦ તા. ૨૦મી માર્ચ શા. જગજીવનદાસ ઝવેરચંદ. જોગ લી. કહાન-દાસ મકનદાસ. જત તમારૂં મુંબાઈમાં ગનબાવાના કુવા આગળનું ઘર તેના પહેલા માળના નં. ૫-૬ ના બે ઓરડા અમોએ ઉપરની તારીખથી દર મહીને રૂ ૨૦) ના ભાડાના ઠરાવથી ભાડે રાખ્યા છે તે ભાડું ચઢે ચઢ્યું આપીએ અને ઘર ધણી-ના હુકમ પ્રમાણે ખાલી કરી આપીએ તેમાં કંઈ વાંધો નહીં.

કહાનદાસ મકનદાસ સહી.

ભુલ્યો મન ભમરા તું ક્યાં ભમ્યો ભમ્યો દિવસ ને રાત;
માયાનો બાંધેલો પ્રાણીઓ સમજ્યો નહી સુધ વાત – ભુ.
કુંભ કાચો કાયા જાવરી જોઈને કરો ને જતન;
વણસતાં વાર લાગે નહીં રાખો રૂડું રતન – ભુ.
કેનાં છોરૂ કેનાં વાછરૂ કેનાં માય ને બાપ;
અંત કાળે જાવું એકલાં સાથે પુન્ય ને પાપ – ભુ.
જે ઘેર નોબત વાજતી રૂડા છત્રીસ રાગ;
ખંડેર થઈ તે ખાલી પડ્યાં કાળા ઉડે છે કાગ – ભુ.
જીવની આશા ડુંગર જેવડી, મરણ પગલાની હેઠ;
મોટા મોટા મરી ચાલીઆ લાખો લખપતી શેઠ – ભુ.
ઉલટી નદી પુર ઉતરી જાવું પેલેરે પાર;
આગળ નીર તો નહીં મળે જોઈએ તે લેજો હાર – ભુ.
સત્ કર્મ સદ્ વસ્તુ વોહોરજો ઈશ્વરસ્મરણ સાથ;
કબીર જુહારીને નીસરચા લેખું સાહેબને હાથ – ભુ.

# OPINIONS OF EDUCATIONISTS.

"Admirable. The beautiful formations of the Alphabet, complete neatness, &c., are very much to be commended."—K. G. Mehta, Dy. Edl. Inspector,—Jahalawar Prant, Kathiawar.

"Superior to existing copy-books in use."—H. M. Vijaya, Dy. Edl. Inspector,—Halar Prant, Kathiawar.

"Model writers for our schools. It is a scientific attempt at penmanship."—G. A. Travadi, Dy. Edl. Inspector, Sorath Prant, Kathiawar.

"Superior in every way to all the Gujarathi copy-books hitherto published. The letters are well formed and beautiful."—Jehangir Hormusji, late Dy. Inspector, Bombay.

"Superior to those at present in use in the Edl. Dept. A sure and safe guide. It is good that the order of the Alphabet is not servilely followed."—Motilal Mohanlal, Head-Master, A.-V. School, Bhownugger.

"Extremely useful. Exact formation of difficult compound letters. Remarkable neatness. Got up with care and nice judgment."—Manekshe Beramji, late Head-Master, Government Fort Branch School.

# OPINIONS OF THE PRESS.

"ગુજરાતીમાં સુંદર અને શોભીતા અક્ષરની કળા એથી વધારે સરસ કશી પણ ચાહાવા જોગ રહી હોય એમ અમારી કલ્પનામાં આવતું નથી. એક એકની બે આનાકીંમત ઘણી સસતી છે."—રાસ્ત ગોફતાર, મુંબઈ.

"આ ખરડા કીમતી વધારો તથા સુધારો દેખાડેછે, અક્ષરો તથા આંકડાઓની વળણ ઊંચી પ્રકારની, તેમના રૂપ સુંદર, અને તેમના પ્રમાણ ઘણું દરજ્જે બંધ બેસતાં છે."—મુંબઈ સમાચાર.

"દસ્કત શિક્ષક દરેક નિશાળમાં દાખલ કીધાથી સારો સુધારો થયલો જોવામાં આવશે."—જામે જમશેદ, મુંબઈ.

"સઘળામાં બીલકુલ ખામી હમે જોતા નથી. વગર આનાકાનીએ દસ્કત શિક્ષકની ખાસ ભલામણ કરીએ છીએ"—અખબારે સોદાગર, મુંબઈ.

"એ ઉપર હાત વળાવાથી દસ્કત સંબંધી છોકરાંઓને ઘણો સંગીન ફાયદો થવાની વકી છે."—કયસરેહિન્દ, મુંબઈ.

"પેહેલા ધોરણથી તે ઊંચી પંક્તીના અક્ષરો લખવાની કોપી બુકના ઘણા સારા આ નમુના છે. પ્રારંભથીજ ચલાવવામાં આવે તો ઘણું સારૂં થાય તથા ઉપયોગી થઈ પડે."—ગુજરાતી, મુંબઈ.

"આવી કોપીબુક પેહેલવેહેલીજ નીકળેલી હમે જોઈએ છીએ. હમે ચાહીએ છીએ કે દરેક નિશાળમાં એ દાખલ કરવામાં આવે."—યજદાં પરસ્ત, મુંબઈ.

# જાહેર છાપાનાં મતો.

"આ ચોપડીઓ એક ખરેખરો, પુરેપુરો અને લાંબો વખત થયા પોતાની અગત્ય દેખાડનારો સુધારો છે."—રીપન રીપોર્ટર, મુંબઈ.

"એ બુક ગુજરાતી તથા બાળબોધ અક્ષર સુધારવાને અતિશય ઉપયોગી છે. અક્ષરના નમુના ઘણા સુંદર છે. હાલમાં ગુજરાતમાં જે કોપી ચાલે છે અને જે છોકરાઓને ખરીદ કરવાની ફરજ પાડવામાં આવેછે તે કરતાં આ અમને વધારે સારી લાગે છે."—ગુજરાત મિત્ર, સુરત.

"આ કોપી બુકો ત્રાંબાના પત્રાં ઉપર કોરીને છાપેલી ઘણીજ સરસ બનાવીછે."—પ્રજામિત્ર, સુરત.

"આ કોતો એક નમુના મીશાલ છે"—સૂર્યપ્રકાશ, સુરત.

"આ કોપીઓ બહુ મેહેનત અને ખાસ બચાવથી બચ્ચાંનાં અક્ષર સુધરે એવી કાળજીથી તૈયાર કીધેલી જણાય છે. તે નિશાળોમાં દાખલ થાય તો બચ્ચાંને બે લાભ થાય; ખરચ ઓછો થાય તથા અક્ષર વેહેલા સુધરે."—સુરત અખબાર.

"છોકરા છોકરીઓને હાથ વાળવા સારૂ આ ચોપડી બહુ ઉપયોગી થઈ પડશે."—દેશી મિત્ર, સુરત.

"સારા ગુજરાતી તથા બાળબોધ અક્ષરનો ભોમીઓ." ભરૂચ સમાચાર.

"આ દસ્કત શિક્ષક હાલમાં ચાલતી કાપી બુકો કરતાં ઘણી સરસ છે. અક્ષરનો મરોડ અને શોભા એટલાં તો સારાં છે કે તે જોતાં મન ખુશ થાય છે. દસ્કત શિક્ષક ઘણી ઉપયોગી અને મનપસંદ ચોપડી થઈ પડશે એમ અમે ખાતરીથી કહીએ છીએ."—હિતેચ્છુ, અમદાવાદ.

"We have never before seen Gujarati and Balbodh Alphabets so beautifully done."—*The Indian Spectator* Bombay.

---

ખોઅસિદ્ધિ પ્રેસ મુંબઈ.